# વખત વખતની છાયા.

કર્તા

એચ. જી. માસ્ટર-હિંમતલાલ સીનોરવાળા.

સંવત ૧૯૬૫ નકલ ૧૦૦૦ સને ૧૯૦૯



ધી "સુંદર" પ્રીન્ટીંગ પ્રેસ, ભાગાતળાવ, સુરત.

કિંમત રૂ. ૦-૪-૦

# વખત વખતની છાયા.

**દોહરો.**

પ્રણમી સરસ્વતિ માતને, વીણાધારી જેહ,
આરંભ કરૂં હું વાત આ, પુર્ણ કરે ખરે તેહ.

---

**ચોપાઇ**

કમળાવતિ નગરીનું નામ, ભરત ક્ષેત્રમાં રૂડું ધામ;
રાજ્ય કરે તીહાં ભડ ભૂપ, જાણે હોય રવીનું રૂપ. ૧
કમળસેન છે તેનું નામ, કરે છે અદભુત મ્હોટાં કામ;
પ્રજાને લાગે પ્યારો અતિ, અતિ નિર્મળ છે તેની મતિ. ૨
દીસે સુખીયા સર્વે લોક, નહિ કોઇને સંતાપ કે શોક;
વસે છે તેહ નગરીને વિષે, ગુણવંત નામ તો તેનું દીસે. ૩
વણીક જાતી તેની હોય, શ્રેષ્ટી પદ પોતાનું સોય;
કુટુંબ કબીલો તેને ઘણો, પુત્ર પુત્રી પરિવારજ તણો. ૪
નામ મ્હોટું ન્યાતિમાં ખરે, ઇજ્જત આબરૂ અદકી ધરે;
પૈસા પાસે પુરતા નહિ, ગુજરાન ચલાવે ગામડે રહી. ૫
સંતાન તેને તો અદકાં લહ્યાં, હયાતિમાં તો ચારજ રહ્યાં;
ત્રણ પુત્રીને ઉપર પુત્ર, જેથી દીપે છે ઘર સુત્ર. ૬
જોઈ પુત્રીઓ બળે પિતાય, આટલી બધી કરવી શું ત્યાંય;
ભલે એક બે ઓછી થાય, તો મુજ મનમાં શાંતિ થાય. ૭

---

## દોહરા.

એમ બળે નિશદીન તે, હૈયા કેરી સાથ;
શું કરવું હવે ઇશ ઓ, ઝુરે દિનને રાત. ૮
ગુણવતિ ગુણ ભંડાર તે, ભાર્યા પોતાને ઘેર;
સમજાવે ઘણું કંથને, રાખો ન મનમાં વેર. ૯
વૃદ્ધ સાસુ પોતા તણી, માતા વણીકની થાય;
સંપીને ચાલે સાથ શું, પુછીને કંઇ પણ જાય. ૧૦
ડોસીની ઉમર થઇ ઘણી, વર્ષ ગુણ્યા પાંચ બાર†
અંધાપો આવ્યો અરે, કર્મ ગતિ અનુસાર. ૧૧
તોપણ વહુ પોતા તણી, પુછીને કરે છે વાત;
નિભાવે ઘર નિજનું, સંતાન સહિત જન સાત. ૧૨
વેપાર કરે કપાસનો, વણીક વારંવાર;
નકાર કરે નારી સદા, ગણકારે ન લગાર. ૧૩
દેવામાં ડુબ્યો સહી, પસ્તાયે નિજ મન:
હાય હવે દુઃખીયો થયો, ખોયું સર્વ ધન. ૧૪
શુદ્ધ શિયળ ખરે સાધવી, નાર પોતાની જેહ;
ધીરજ આપે શું કંથને, કાલ જશે દિન એહ. ૧૫
એમ કરતાં દીન વીતિયા, થયોજ મ્હોટો પુત;
ભણ્યો ગણ્યો વિદ્યા સહુ, જવાબ દે જમદુત. ૧૬
પંકાયો નિજ નાતમાં, વર્ષ થયાં જ્યાં બાર;
તેહ તણી સગાઇનાં, આવે માગાં અપાર. ૧૭

---

† પાંચ બાર એટલે સાઠ.

## ચોપાઇ.

માગાં આવે એક બે ત્રણ, ચોકઠું બેસે નહિ કોઈ પણ;
માત પિતા વિચારજ કરે, કન્યા કોની પુત્ર તો વરે. ૧૮
છેવટે સારી જોઈ કરી, કુંવરને પરણાવી ખરી;
તેનું નામ છે માણેકનાર, શોભા માણેક જેવી ધાર. ૧૯
વિચિત્ર ગુણને પ્રાક્રમ ઘણાં, વર્ણવી શું શકું તે તણાં;
તોપણ આગળ હું રજમાત્ર, કહીશ જેમ ખરે ખાખર પાત્ર. ૨૦
હર્ષમાં ગાળે છે દન, એક દીવસ કહે છે તન;
માત પિતા સાંભળજો તમો, પરદેશ નોકરીયે જઇએ અમો. ૨૧
ઊપાડું મુજ ખર્ચનો ભાર, દેશાટન કરવું નિરધાર;
કમાઇ થોડીને ખર્ચેજ ઘણો, નિર્વાહ ચાલે કેમ કુટુંબ તણો. ૨૨
વળી દેવું છે માથાપર, મનમાં રાખવો તેનો ડર;
મહેર કરીને આપો રજાય, થવાનું નસીબે તેતો થાય. ૨૩
માત પિતા કહે તેણીવાર, સાંભળ અમ હૈયાના હાર;
ઉમર તારી હજી બે આઠ, † છોડી દે હઠ તેટલા માટ. ૨૪
એકનો એકજ પુત્ર તું અમ, વિચારે એવું મન કયમ;
વીલો નહિ મુકીયે તને અમો, નિશ્ચે કરીને માનો તમે. ૨૫

## દોહરા.

ત્યારે સુત વાણી વદે, રત્નચંદ જેહનું નામ;
બેસી રહે સિદ્ધી નથી, મળશે કયાંથી દામ. ૨૬

† બે આઠ એટલે સોળ.

સમજાવ્યાં માત પિતાયને, જયમ તેમ કરી તે વાર;
લઇ આશીષ તેની કરી, નીકળ્યો નગ્રની બહાર. ૨૭
સાથે લીધી સુંદરી, માણેક અતિ રસાળ;
સગાં સાથે ભેટી કરી, ચાલ્યો તે તત્કાળ. ૨૮
ગાયકવાડી રાજ્યનું, ચંદન પુરી એક ગામ;
આવ્યો તે પુરને વિષે, નોકરી રહેવા કામ. ૨૯
વકીલ એક હુશીયાર બહુ, શોધી કાઢયો તે ઠાર;
ચતુરાઇ નીજ દાખવી, કીધો યોગ્ય પગાર. ૩૦
નિમક હલાલી નોકરી, કરે છે સારો દંન;
વળી કાયદાભ્યાસમાં, રાતે પરોવે મંન. ૩૧
દિન દિન એમ અધિક તે, વધારે અભ્યાસ;
દીવાની ફોજદારીના, કાયદાઓના ખાસ. ૩૨
દેખી ચાલાકી તેહની, રીઝે મનમાં શેઠ;
ગણે પુત્ર સમ તેહને, જયમ હોય નિજપેટ. ૩૩
દરમાયો વધારીયો, આણી વકીલે વ્હાલ;
કદર શેઠના પારખી, ખુશી થયો પણ બાળ. ૩૪
હવે વાત આ એટલે, અચકાવું આ ઠામ;
તેમ્રગે બીજી પારતો, બને શું તેણે ધામ. ૩૫

---

## ચોપાઇ.

અન્ય પુત્ર થયો ગુણવતિ પેટ, હર્ષ-સાગરમાં ડુબ્યો શેઠ;

આનંદોત્સવ ગુણવંત ઘેર, ગવાય મંગળ રૂડી પેર. ૩૬
ત્રણ પુત્રીઓ ઉપર પુત્ર, હરખે માત પિતા જોઈ સુત;
લડાવે અદકાં બાળને લાડ, માને મ્હોટો ઈશ્વરનો પાડ. ૩૭
બ્હેનો પણ થાએ રળીઆત, દેખી બીજો ન્હાનેરો ભ્રાત;
ડોસીનું હૈડું તો ઠરે, ઇશ્વરની લીલા મન ધરે. ૩૮
કંસાર ઘીનાં કર્યાં ભોજન, જમવા તેડયાં કુટુંબ જન;
કુટુંબી કહે ઈશ્વરની મ્હેર, કીધી તુજ ઘર લીલા લ્હેર. ૩૯
તેડાવ્યા જોશી તે દીન, જુઓ લગ્ન કર્ક કે મીન;
કયું નક્ષત્ર ને કયો યોગ, કેવા મળ્યા છે ગ્રહ સંજોગ. ૪૦
ત્યારે બોલ્યા જોશી રાજ, જન્મ્યો પુત્ર દેશાટન કાજ;
મેષ લગ્નમાં જન્મજ જાણ, નક્ષત્ર પુષ્ય રૂડું પરમાણ. ૪૧
આસો માસની પંચમ તીથિ, શુકલ પક્ષ ગુરૂવાર છે ઇતિ;
સંજોગ મળ્યા છે સારા અતિ, ભાગ્ય તણો તો પારજ નથી. ૪૨
પાંચ ગ્રહો કેંદ્રીયા હોય, પડયા છે પ્રથમ સ્થાનમાં જોય;
સૂર્ય બુધને ત્રીજો ગુરૂ, શુક્ર શનિ અધૂરા પુરૂ. ૪૩
પાંચે પડયા પ્રથમ સ્થાન, બીજા સ્થાનમાં કેતુ જાણ;
ચોથે ચંદ્રમા સ્વગ્રહી રહ્યો, આઠમે ભૂવને રાહુ લહ્યો. ૪૪
બારમે સ્થાને મંગળ ધર્યો, ત્યાંથી પાછો અગીઆરમે ખસ્યો;
એ રીતે ગ્રહ આવ્યા સઉ, યોગ થયા એથી શુભ બહુ. ૪૫
હવે કહું હું તેહનાં ફલ, અક્ષત કંકુને લોટો જળ;
સોપારીને વળી રૂપીઓ એક, એ તો જોઇએ પ્રથમ વિવેક. ૪૬

---

## દોહરા.

પહેલા દેહ ભુવનમાં, પડયો સૂર્ય અતિ શ્રેષ્ટ;
શનિશ્ચર તેવી રીતે, આવ્યો છે ખરે નેષ્ટ. ૪૭
જો કે શનિશ્ચર નીચનો, તો પણ અતિ બળવાન;
કર્મ લાભનો સ્વામી તે, કરશે બહુ ધનવાન. ૪૮
સૂર્ય અને મંગળ થકી, ભમશે દેશ અપાર;
ધરતીને દરિયા વળી, કરશે એકાચાર. ૪૯
રવીની અસર થકી, થશે સ્વભાવે ગર્મ;
બીન પરવાહી વળી થશે, સાચો કહું છું મર્મ. ૫૦
સૂર્ય બુધ્ધ પ્રભાવથી, બુધ્ધિ બળ અતુલ્ય;
વિદ્યા વિધવિધ ભાતની, નહિ કોઈ વાતે ન્યુન. ૫૧
રોગ શત્રુ પ્રાક્રમ તણી, ધરાવે માલકી બુધ;
પ્રાક્રમ નિજ દેખડાવીને, દુસ્મન કરે બેશુધ્ધ. ૫૨
ભાગ્ય વ્યય તણો અધિપતી, થયો છે ગુરૂ નિર્બળ;
ઉપજાવી મુસ્કેલીઓ, કરશે ભાગ્ય સબળ. ૫૩
શુક્ર ઘેરાયો સાથમાં, ફાંફા મારે અતિ બહુ;
આવે જો મુજ વખ્તતો, ધન આપ્યા વિના નવ રહુ. ૫૪
ચોથે ચંદ્રમા એકલો, વિચારે નીજ મન;
ખબર પુછે જો માહરી, બેસવા આપું વાહન. ૫૫
અદેખો મંગળ બારમે, ધરે મનમાં ગુમાન;
એક વખત તુજ જીંદગી, કરૂં ખેદાન મેદાન. ૫૬
પણ પાછો અગીઆરમે, આવ્યોફરીને હુંય;
થોડું ઘણું દુઃખ દઇ કરી, શાંતિ કરીશ હું તુંય. ૫૭

## ચોપાઈ

સંક્ષેપે કહ્યાં સત્યજ ફળ, ચાલે નહિ એમા મુજ કળ;
પરાક્રમી તમ પુત્ર તો હશે, રિધ્ધ સિધ્ધ પરદેશમાં થશે. ૫૮
થયો વખત ઘણો હું જાઉં, ઓશીંગણ તુમારો થાઉં;
શેઠે સારી બક્ષીસ દીધ, જોશીએ રજા તવ લીધ. ૫૯
આનંદની વધાઇ એહ, મોકલી ચંદનપુરીયે તેહ;
રત્નચંદ પણ સાંભળી વાત, થયો મનમાં ઝાઝો રળીયાત. ૬૦
દીવસ ઉપર દીવસ વહી જાય, માતા પિતા મન ચિંતા થાય;
પુત્રીઓ થઇ છે મ્હોટી અરે, ફીકર તેની મનમાં ધરે. ૬૧
પાઠવ્યો ચંદનપુરીએ પત્ર, વ્હેલા આવો કુંવર અત્ર;
કરવું વેવિશાળ બ્હેનો તણું, હજી બાકી પરવારવું ઘણું. ૬૨
માત પિતા કુંવરે મળી, યોગ્ય ઠેકાણાં શોધી કરી;
કુંવરીઓ પરણાવી દીધ, સ્થીતી પ્રમાણે ખર્ચેજ કીધ. ૬૩
રત્નચંદ ત્યાંથી પરવર્યો, આવીને ચંદનપુર ઠર્યો;
કાયદાભ્યાસનું જબરૂં જ્ઞાન, વકીલના પણ પકડે કાન. ૬૪
પ્રાપ્ત કર્યું એવું જેટલે, આવી છે પરિક્ષા તેટલે;
પરિક્ષા તો પસારજ કીધ, સનંદ વકીલાતની લીધ. ૬૫
ઉમર વર્ષ થઇ એકવીસ, કરે હવે જો કૃપા ઇશ;
હવે થાય સુખીઓ સંસાર, માણેકપતિ મન કરે વિચાર. ૬૬

## દોહારા.

વકીલ થયાની વધાઇ તે, પહોંચી પિતાને ધામ,
સાકર વ્હેંચી શેર શેર, ગામમાં ઠામે ઠામ. ૬૭
દુઃખ-વાદળ વેરાઇ ગયું, ઉગ્યો સુખનો સૂર †;
દુ:ખ દાળિદ્ર જઈ વસ્યાં, દોઢસો માઇલ દુર. ૬૮
શેઠ શેઠાણી એહુ જણાં, અતિ મનમાં મલકાય;
કુદરતની અજબ ગતિ, પલ પલમાં પલટાય. ૬૯
રત્નચંદ વકીલનો, વધે અધિકાધિક;
વ્યાપાર દિન દિન તેહનો, બન્યો જરા ધનીક. ૭૦
પૈસાનો બંચાવ તે, કરે વકીલ જે અહીં;
દેવા કારણ મોકલે, માત પિતા રહે જહીં. ૭૧
વર્ષ ત્રણની અંદરે, પતાવ્યું દેવું સર્વ;
રત્નચંદની નારને, ઉપન્યો મનમાં ગર્વ. ૭૨
માણેક તવ મુખ એચરી, સાંભળ પતિ અહો મુજ;
પૈસાના પોબાર કેમ ?, કરે પડે નવ સુઝ. ૭૩
માત પિતાનું રૂણજે, આપો તુમ શામાટ;
વકીલ થયા પણ બુદ્ધિ તો, જેમ કુતરાની ચાટ. ૭૪
ખબર ન પડી મુજને જરા, આગળથી અંશ માત્ર;
જાણત આવું જો કદી, ભાગત સર્વના ગાત્ર. ૭૫
ધણીને એમ ધમકાવતી, કરે સદા કંકાસ;
ધણી બીચારો શું કરે, બેશી રહે ઉદાસ. ૭૬

---

† સૂર્ય

## ચોપાઈ.

એક દીવસ વિચારે મંન, ગુણવંત શેઠ તણો જે તંન;
જાવું માત પિતાને દેશ, સંપી રહેવું ત્યાં સઉથી એશ. ૭૭
કરી વિચારને પાઠવ્યો પત્ર, લખી હકીકત તેમાં તત્ર;
થોડા દીનમાં તજશું આ ગામ, રહેશું આવી તુમારે ધામ. ૭૮
અહીં રહેવાની મરજી નહિ, આવીશું કમળાવતી સહી;
જોઇતી સગવડ કરજો તમો, દીવાલી પછી આવીશું અમો. ૭૯
કુશળ સમાચાર છે અમતણા, કહાવજો એમ તમારા ઘણા;
લખીતંગ રતનચંદ સાર, પ્રણમે તમને વારંવાર. ૮૦
નાખ્યો પછી ટપાલની મહીં, ત્રીજે દીવસે પહોંચ્યો તહીં;
મળતાં પિતાયે વાંચ્યો પત્ર, સંભલાવ્યો પછી સર્વને તત્ર. ૮૧
જવાબ મધ્યે લખીયું સહી, આવો અતિ ખુશીથી અહીં;
સગવડની જરૂર નહી કાંય, ભેળા રહીશું આપણે ત્યાંય. ૮૨
જે જે ભર્મમાં લખીયું તમે, તેનો ભર્મ સમજ્યા છે અમે;
દિલ દુઃખાવશો નહિ જરાય, વાંચીને હૈયું અમારૂં ભરાય. ૮૩

---

## દોહરા.

દીવાળી દિન વીતિયા, આવ્યો કાર્તિક માસ;
શુભ મહુરતે સંચર્યો, માત પિતા ગામ ખાસ. ૮૪
માણેક તુલ્ય માણેક જે, બબડે નિજ મન માંય;

સસુ[1] સસરાની વેઠ તે, શું કરવા જોઇએ હયાંય. ૮૫
હું માનીતી રત્નનાર, ગણુકારૂં ન મુજ કંથ
સસુ સસરા કોણ માત્ર તે, આવે બીચ મુજ પંથ. ૮૬
ગણુતીય કોઇની નહિ ગણે, રાખે અતિ અહંકાર;
પોકરાવે ત્રાય ત્રાય તે, સર્વને વારંવાર. ૮૭
તદા ગુણુવંતને ગુણુવતિ, કંટાળી નિજ મંન;
દે શિખામણ પુત્રને, જુદો રહે તું રતન. ૮૮
લાચારીથી વકીલ તવ, અળગો થયો તેણીવાર,
તોપણુ તસ કુંભારજા, છોડે ન કેડ લગાર. ૮૯
ગાળો ગળી ગળીને સદા, કાંઇ પણુ કારણ વિણુ +
સસુ સસરા નણુદી દીયર, દીયે તે અકકલ હીણુ. ૯૦
કર્મ ગતિ વિચિત્ર છે, કહે એમ સૌ જંન,
દીઠું પ્રત્યક્ષ આપણે, ધિ:ક આપણું જીવન. ૯૧
ખેદ ઘણો મન સાથ બહુ, કરે શેઠાણી શેઠ;
રત્નચંદની સુંદરી, લાવ્યા આપણે વેઠ. ૯૨
હવે વાત આ એટલે અચકાવું આવાર;
બને શું ન્હાના પુત્રનું, લહીયે ખબર લગાર. ૯૩

## ચોપાઇ.

દિન ઉપર દિન ચાલ્યા જાય, વણીક પુત્ર મ્હોટેરો થાય;
હરખે દેખી પિતાને માત, એમ કરતાં વીત્યાં વર્ષ સાત. ૯૪

---

+ વિના [1] સાસુ

 

ગુરૂ મંદીર પછી સોંપ્યો બાળ, ભણવા મહેતાજીની નિશાળ;
સાથે મુકયો પાડોશીનો તન, હીરાલાલ છે નામ રતન. ૯૫
બાળપણાના બંને મિત્ર, ગુરૂને સોંપ્યા પરમ પવિત્ર:
વિદ્યા ભણાવે હેતજ કરી, બંને બાળને પ્રેમજ ધરી. ૯૬
અળગા ના રહે એકજ ઘડી, પ્રેમ પ્રિત બંનેને જડી;
જીવ એકને જુદી કાય, જાણે પ્રશવ્યા છે એકજ માય. ૯૭
વિદ્યા ભણે જુગતે જોડલી, તનમન ગયાં છે એ હળીમળી;
એક ચતુરાઇ ને એક ચાલ, સરસ રૂપને વાણી રસાળ. ૯૮
બીજા વિદ્યાર્થીઓ અપરંપાર, તેમાં બે જણ લક્ષણ સાર;
બત્તીશ લક્ષણ બંને મિત્ર, પૂર્ણ પ્રેમ છે ખાસ પવિત્ર. ૯૯
સાત વરસ નિશાળેજ રહ્યા, ચૌદ વરસના કુંવર થયા;
સકળ વિદ્યાઓ શીખી રહ્યા, ગુરૂ પ્રસન્ન કરી ઘેર ગયા. ૧૦૦
પછી કીધો ઈંગ્લીશ અભ્યાસ, મેટ્રીક સુધી પુરો ખાસ;
વર્ષ ત્રણમાં પુરણ કીધ, મેટ્રીક તો પસારજ કીધ. ૧૦૧

---

## દોહરા.

એક દીવસ બંને જણા, નીકળ્યા ફરવા બહાર;
ફરતાં ફરતાં જઇ ચઢયા, રાણીના બાગ મોઝાર. ૧૦૨
દીઠું કૌતક તે સ્થળે, થયું મન પ્રસન્ન;
દીઠા વિધવિધ રંગ ત્યાં, જાણે ઇંદ્ર ભુવન. ૧૦૩
ગાન તાન ત્યાં થાય છે, નાચ રંગ વળી સાથ;
સુણતાં સુણતાં ઝોકી ગયા, વીતી છે મધરાત. ૧૦૪

વણીક પુત્ર સૌભાગ્યચંદ, નીરખે સ્વપ્ન તે ઠાર;
જાણે હું ભુલો પડયો, સાથે પાડોસી કુમાર. ૧૦૫
દુર પંથ બહુ જઇ ચઢયા, આવ્યા એક વાડી માંય;
શેઠ કુમારી તે નગ્રની, આવી છે ખરે ત્યાંય. ૧૦૬
જાણે મુખ તો ચંદ્ર સમ, અપ્સરા ઇંદ્ર સમાન;
શોભા છે પ્રતિબિંબ તુલ, ભુલ્યો શુદ્ધ બુદ્ધ સાન. ૧૦૭
જોઈ નારી વિહ્‌વળ થયો, લાગી પ્રેમની રઢ;
મોહબાણ વાગ્યું અતિ, છાતીમાં ખરે દઢ. ૧૦૮
હાલ બેહાલ થયો સ્વપ્નમાં, સુખ નહિ તેની કાય;
તરફડ તરફડ તે કરે, મનમાં ઘણો અકળાય. ૧૦૯
જુવે સ્વપ્નમાં તારૂણી, પ્રત્યક્ષ હોય જેમ સહી;
ભરનિદ્રામાં વણીક તે, ખ્યાલ જુએ છે તહીં. ૧૧૦

---

## ચોપાઇ.

જાણે ઇંદ્રાણીનો અવતાર, ઘણી શોભીત તે સુંદર નાર;
શશીઅરના સરખું છે રૂપ, નિરખી વિસ્મય પામે ભૂપ. ૧૧૧
જાણે વીજળી ઊતરી ઊદ્યાત, ઝગમગ જેમ દીવાની જ્યોત;
કામરૂપ મૃગનયણી નાર, તેના રૂપપર જાઉં બલીહાર. ૧૧૨
એમ સ્વપ્નામાં થાયે મગન, વળી જુવે છે તેનું વદન;
તેવામાં દાસી તેની આવી સહી, ધશી કરી જાણે ઉભી તહીં. ૧૧૩
પુરૂષજાત સઉ કાઢી બહાર, કેમ બેઠો તું આણે ઠાર;

ચડશે મુજ બાઇને રીસ, છેદી નાખશે ત્હારૂં શીષ. ૧૧૪
ત્યારે સ્વપ્નમાં કહ્યો હેવાલ, ભૂલો પડેલો છું હું બાળ;
જાણી જોઇને આવ્યો નથી, કહી છે મ્હેં મુજ સાચી કથી.[1] ૧૧૫
દાસીએ મન વિચાર્યું સહી, કુલીનવાન બીજો કોઇ નહિ;
જાહેર કરૂં શેઠાણીને વાત, નહિ તો થાશે મ્હોટો ઉત્પાત. ૧૧૬
દાસીએ જઇને નામ્યું શીષ, બાઇજી મુજપર કરશો ન રીસ;
તો તો કહું એક સાચી વાત, દીઠું છે મ્હેં જે સાક્ષાત. ૧૧૭
શેઠ કન્યા કહે શું જોયું તમે, વિસ્તારી કહોને આ સમે;
રીસ કરૂં જો તુજપર આપ, તે વાતે ઘણું મુજ શિર પાપ. ૧૧૮
ઘણી ઉતાવળી તું તો દીસે, આવી મુજ પાસે શા મીસે;[2]
ચટપટ કહી દે તું મુજને, અધિરી અતિ દેખું તુજને. ૧૧૯

---

## દોહરા.

જાણે દિનકર ઉગીઓ, કોટી કળા અવતાર;
વાડી મધ્યે આવીયો, મુસાફર એક સાર. ૧૨૦
મ્હેં વાત પુછી તેહની, લીધો વળી તેનો પાર;
તે કહે હું પંથી જન, તને ગમે તે કરની નાર. ૧૨૧
હુકમ હોય જો તમતણો, કરવું તે મ્હારે કામ;
કહો તો રાખું જીવતો, કહો તો મારૂં આ ઠામ. ૧૨૨
થઇ ગુસ્સે કન્યા ઘણી, ઓચરી મુખથી વાત;

1 વાત—હકીકત 2 કારણે.

મરજાદ લોપી છે એ નરે, કરવી એહની ઘાત. ૧૨૩
સખી તેની તવ ઓચરી, આપો એને માફ;
પરદેશી એ પંથી જન, માટે હણે બહુ પાપ. ૧૨૪
અજાણ્યો નર એ આવીયો, એ શું જાણે રીત;
આપી માફી એહને, જોડવી પુરણ પ્રીત. ૧૨૫
કોણ દેશનો માનવી, આવી ચઢ્યો કેમ ત્યાંય;
હું જોઈ આવું તેહને, બેઠો છે તે કયાંય. ૧૨૬
નજરે નિહાળ્યો તેહને, પામી મન ઉલ્લાસ;
ઉડીને પાછી પરવરી, વણીક કન્યાની પાસ. ૧૨૭
શેઠ કન્યાને જઇ કહ્યું, ઇંદ્ર ચંદ્ર કે સુર;
કામદેવથી પણ અધિક, ઝળકે તેનું નુર. ૧૨૮
વખાણ બાણ બહુ વાગીયું, બોલી શેઠની બાળ;
લઇ આવો તેને અહીં, હુકમ કીધો તત્કાળ. ૧૨૯

---

## ચોપાઇ

જુવે સ્વપ્નમાં એવો ખ્યાલ, ઝબકી જાગ્યો વણીકનો બાળ;
જુએ તો થયો છે પ્રાતઃકાળ, રૂદન કરવા લાગ્યો તત્કાળ. ૧૩૦
જેમ ભુખ્યાનું ભોજન ગયું, અમરત ફીટીને વીખ થયું;
જેમ તરસ્યાનું તો ગયું નીર, ઝબકીને ઉઠ્યો છે વીર. ૧૩૧
શેઠ કન્યા સાહેલી નહિ, વાડી બાડી સઉ ઉડી ગઈ;
પોકાર મારીને ઉઠ્યો તેહ, કહે કયાંછે દીઠું મ્હેં જેહ. ૧૩૨

મિત્ર પણ ઉઠયો તત્કાળ, પડી પેટમાં તેને ફાળ;
શું છે શું છે કહી બોલ્યો વાણુ, સાચું કહે તુજને મુજ આણુ. ૧૩૩
રોતો રહે નહિ વણીક કુમાર, નેત્રે ચાલી છે જળની ધાર;
અનેક ઉપાય કીધા અથ ઇતિ,[1] સૌભાગ્યચંદ છાનો રહેતો નથી. ૧૩૪
હીરાલાલ સમજાવે તહીં, પણ સમજાવ્યો સમજે નહિ કંઇ;
દરદે દીવાની થઈ છે કાય, કહો દરદ એ કયાંથી જાય. ૧૩૫
ખાવું પીવું નહિ લેવું નામ, ચિત્તભ્રમ થયો તે ઠામ;
ફેલાઇ વાત એ સઘળે શહેર, ગઇ વાત વણીકને ઘેર. ૧૩૬
ગયું કુટુંબ ત્યાં સઘળો સાથ, પિતા પુત્રથી વળગ્યો બાથ;
બોલાવ્યો પણ બોલે નહિં, ગાડીમાં ઘાલી ઘેર લાવ્યા સહી ૧૩૭
સજન સહોદર મળીયાં બહુ, વાત કરે છે મનમાં સહુ;
કોઇ કહે ચિત્તભ્રમ એની કાય, ઇશ્વર કરશે એની સ્હાય. ૧૩૮
કોઈ કહે નડીઓ ખેતરપાળ, મુકો ઉતાર તો ઉઠશે બાળ;
વિધ વિધ એમ સૌ વાતો કરે, પછી નિજ પંથે પરવરે. ૧૩૯

---

## દોહરા.

તે દીન રાત્રિ વહી ગયાં, થયો જ્યાં સુર્વ પ્રકાશ;
હીરાલાલ ત્યાં આવીયો, મિત્ર સૌભાગ્યની પાસ. ૧૪૦
શું છે ભાઇ દુખ તુજને, કહે મને આવાર;
માત પિતા સજ્જન સહુ, કાઢયાં તેમને બહાર. ૧૪૧.
દુઃખની વાત જો કહે મુને, થાશે ત્હારૂં કામ;
દુઃખ દુર જો થાયે નહિ, નહિ મિત્ર મુજ નામ. ૧૪૨

---

૧ બન્યા તેટલા

ઉમ્મર નાની માછરી, પણ ચાતુરી અપરંમપાર;
સંકટ ભાગુ સૌ તાહરૂં, સાચું કહોને આ ઠાર. ૧૪૩
અનુમાન છે માહરૂં, મોહ પામ્યા કોઇ સાથ;
બીજું કષ્ટ મુજને નથી, નિશ્ચય માનજે વાત. ૧૪૪
વાત સુણી નિજ મિત્રની, ભાગી મનની ભ્રાંત;
હશી કરી વળગ્યો ગળે, કહ્યો સઘળો વૃતાંત. ૧૪૫
મિત્ર મહારો જો હોય તું, મેળવ મને એ નાર:
આપે વચન જો મુજને, તો થાઉં સુખી લગાર. ૧૪૬
ત્યારે મિત્ર તસ બોલીયો, રાખને મનમાં હામ:
થોડા દિવસમાં જાણજે, નિશ્ચે થયું એ કામ. ૧૪૭
ભેદ પ્રપંચ કરશું હમો, કરશું ચાતુરી ચાલ:
મેળવું નક્કી એ નારને, સંતોષ્યો એમ બાળ. ૧૪૮
પછી તસ માત પિતાયને. કહી સ્વપ્નાની પેર:
પુત્રનું સુખ ઇચ્છો તમે, લાવો તે કન્યા ઘેર. ૧૪૯

## ચોપાઇ.

સ્વપ્નું સાચું મળવાનું નહિ, વણિક પુત્રને રટ લાગી રહી:
કુદરતને કરવા છે ખ્યાલ, લેખ લખ્યા હશે અંત ભાગ. ૧૫૦
તો તો કામ એનું થાશે સહી, એ વાતમાં તો સંદેહ નહિ:
જે જે મુસાફર આવે ગામ, તેડા માન દઇ આ કામ. ૧૫૧
પૂછો દેશો દેશની વાત, ભાગશે મનડા કેરી ભ્રાંત:
મૂલક મૂલકના નરને નાર, મૂલક મૂલકના વિવેક વિચાર. ૧૫૨
મૂલક મૂલકના લોકની રીત, સંભળાવો કુંવર કરી પ્રીત:

એમ કરતાં ભાળ વિનંતાની થશે, લખ્યા લેખ કીસ્મતમાં હશે. ૧૫૩
એવી વાત હીરાલાલે કહી, સર્વેને મન ગમી છે સહી;
ચોખંડ પૃથ્વીનો જડશે પાર, આવશે મુસાફર અપરંપાર. ૧૫૪
ગુણવંત કહે એ ત્હારૂં કામ, નથી કોઈ બીજાની હામ;
માટે કર મુજ એટલું કામ, શોધી કાઢ ગામ નામને ઠામ. ૧૫૫
હીરાલાલે તવ નામ્યું શીશ, કરતા હરતા તો જુગદીશ;
એમ કહીને આવ્યો ત્યાંય, મિત્ર પોતાનો બેઠો જ્યાંય. ૧૫૬
રીઝાવી કુંવર તણું મન, ગયો સિધ્ધો પોતાને ભુવન;
દિન દિન મુસાફર આવે જેહ, હીરાલાલ તપાસે તેહ. ૧૫૭
કરે છે બનતી શોધ અપાર, પણ પત્તો નહિ લાગે લગાર;
એમ દિવસ જાયે છે વહી, એક મુસાફર આવ્યો તહીં. ૧૫૮
આગતા સ્વાગતા તેની કરી, ત્યારે તેણે વાણી ઓચરી;
એક કૌતુક દીઠું મ્હેં જેહ, સાંભળજો આણી મન નેહ. ૧૫૯

---

## દોહરા.

મુસાફર જાતે વિપ્ર છે, વૃદ્ધ થઇ તેની કાય;
તેજ તપે છે તેહનું, શોભા કહી નવ જાય. ૧૬૦
કોપીન વસ્ત્ર પરીધાન છે, જટા ધરી છે શીષ;
ભસ્મ લેપન કાયા સહી, જાણે શંકર ઇશ. ૧૬૧
પહાડ પર્વત જંગલ ઘણાં, ગુફાને વળી રાન;
કહેતાં પાર આવે નહિ, સુણજે તું ત્હારે કાન. ૧૬૨
અડસઠ તીરથ મ્હેં કર્યાં, જોયા દેશ અપાર;

ગંગા નાહ્યા ગોમ તળી કાશીને કેદાર. ૧૬૩
આબુગઢ કુંવારીકા, ત્રાગઢ કૈલાસ;
સુણુપાણેશ નીધિ ગયો આરાસુરી અંબા વાસ. ૧૬૪
એમ તીરથ કીધાં બહુ, જોયા દેશ અપાર;
ફરતાં ફરતાં આવીયા, ઉજ્જેણી મોઝાર. ૧૬૫
ત્યાં તો એક કૌતક ખરૂં, કહો કહું સાંભળી વાત;
કહો તો નજરે દીઠી કહું, તમ આગળ વિક્ષાત.
હીરાલાલ તવ બોલીયો, મુખે મધુરી વાણુ;
જે નજરે દીઠું તમે, કરો મુખે વખાણુ. ૧૬૭
પ્રત્યક્ષ દીઠું હોય જે તમે, કહો તે આણે ઠામ;
કાને સુણી શા કામની, નહિ લ્યો તેનું નામ. ૧૬૮
ત્યારે મુસાફર બોલીયો, સાંભળ સુગુણ કુમાર;
વાત મ્હારી સુણ્યા થકી, મળશે લાભ અપાર. ૧૬૯

## ચોપાઈ.

ત્યારે વિપ્ર બોલ્યો તે ઠામ, ઉજ્જેણી નામે એક ગામ;
તે નગ્ર સમાન બીજું કોઇ નથી, શું વખાણુ કરૂં મુખથકી. ૧૭૦
વિશ્વકર્તાએ રચી રચનાય, એવી શહેર તણી શોભાય;
સાત ભોમે શોભેછે વાસ, જાણે શોભા ચંદ્ર પ્રકાશ. ૧૭૧
દીવસ રાત ઝળકી રહે જોત, ઉદેકાળ સદા ઉદ્યોત;
શ્રીમંત લોક સૌ ત્યાંના સુખી, નહિ દરિદ્ર નહિ કોઇ દુખી. ૧૭૨
છત્રપત નામે ત્યાં એક વસે, વણીક જાત તો તેની દીસે;
સઘળી વાતમાં તે હોંશીયાર, નિર્મળ ગંગાજળ અવતાર. ૧૭૩

એક વિદ્યામાંહિ નહિ ન્યુન્ન, પૂર્વ જન્મનું ભોગવે પુન્ય;
તે વણીકને પુત્રજ નથી, એક પુત્રી તેને સર્વથી. ૧૭૪
કમળવદન મૃગ નયન વિશાળ, હંસાગમની તેની ચાલ;
સવાગજ છે શીરની વેણુ, શોભે જાણે મણીધરની ફેણ. ૧૭૫
ભ્રકુટી જાણે ધનુષાકાર, નયન બાણુ ખંજરની ધાર;
દંત જાણે હીરાની જ્યોત, મૂખ વદન થયું ઉદ્યોત. ૧૭૬
હોઠ પ્રવાળી શોભે ભાલ, બોલતાં ખજન પડે છે ગાલ;
ઉરની શોભા નવ જાયે કળી, રતન જાણે નારંગી મળી. ૧૭૭
પેટ ઉજવળ મુખ ભ્રકુટી લંક ચાલ ચતુરાથી વળીઓ અંક;
ઝંઘા જાણે શોભે કદળી, પગપાની કુમકુમમાં ભળી. ૧૭૮
શોભીતા શજ્જે શણગાર, પાએ ઝાંઝરનો ઝમકાર;
મધુરી વાણી બોલે બોલ, જાણે ઝરે અમરતની છોળ. ૧૭૯
તારામતિ છે તેનું નામ, ઘેલું કીધું તેણે બધું ગામ;
કુંવારી કન્યા જોબનભર, દેશદેશના મોહ પામે નર. ૧૮૦
માગાં આવે છે અપરંપાર, છત્રપત સઉને કરે છે નકાર;
ઈચ્છાવર કન્યા વરશે, જાણે કોનું ભાયગ ભળશે. ૧૮૧

---

## દોહરા.

નજર દીઠી તે તારૂણી, કહું તેનો વિસ્તાર;
એક ચિત્તથી સાંભળો, છો તુમ ગુણ ભંડાર. ૧૮૨
તે નગ્ર બહાર એક દેહરૂં, પ્રતિમા ઉમીયા ઇશ;

જ્યોતિષ શાસ્ત્ર બહુ હું ભણ્યું, જપું બેઠો જુગદીશ. ૧૮૩
અભીશેખ બેઠો હું કરૂં, પૂજન કરૂં તે ઠાર;
રહેવું મ્હારે દહેરા વિષે, કંદમૂળ કરૂં અહાર. ૧૮૪
એક દિન શીવ ચતુર્દશી, શુભ જોગનો સાર;
વણીક પુત્રી આવી તહીં, શીવ પુજવા નીરધાર: ૧૮૫
સખીઓ સાથે છે ઘણી, પોતે બેઠી સુખપાલ;
ચોપાસે ચમ્મર ઢળે, આવી પહોંચી તત્કાળ. ૧૮૬
વિનતા આવી દહેરા વિષે, કર્યો મુજને પ્રણામ;
પ્રસન્ન થઇ મેં તેણીને, દીધી આશીષ તે ઠામ. ૧૮૭
હસી વચન વિનતા વદી, શીવ શાક્ષી તણા મહીમાય.
તમ રૂપીની આશીષથી, મુજ મન વાંછિત થાય. ૧૮૮
એમ કહી નિસાસો મુકીયો, નેત્રે ચાલી જળધાર:
હડકે ડીબો આવીઓ, રોવા લાગી વણીક કુમાર. ૧૮૯
કોમળ સખી એક તેહની, મામા કેરી તંન:
રૂપ ગુણને ચાતુરી, એક છે બેહુના મંન. ૧૯૦
તેણે કીધી આસનાવાસના, રીઝાવી અતિ બાળ;
કરી પૂજન પછી શીવતણી, વિધિ સહિત તત્કાળ. ૧૯૧
સ્તુતિ માંડી પછી શિવની, ઉભી સન્મુખ નાર;
મન માન્યો મેળવો મને, તમે શંકર શિવ દાતાર. ૧૯૨
મ્હેં વાત પુછી એક દાસીને, શું માગે વણીકની તંન;
કેમ નિસાસો મુકીયો, શી ઇચ્છા છે મંન. ૧૯૩

---

## ચોપાઈ.

તે દાસી બોલી તે જાગ, નમીને લાગી મ્હારે પાગ;
એક દીન નીકળી નગ્રથી બહાર, રમવા કારણ બાગ મોઝાર. ૧૯૪
સખી સમાણી બંનો જોડ, નહિ એમાં ખાંપણ કે ખોડ;
તારામતિ શ્રીમંતની બાળ, કામલતા મામાની બાળ. ૧૯૫
રાગ રંગને સંગીત ગાન, છત્રીસ વાજાનું મળે છે તાન;
ગાતાં રમતાં રજની ગઇ, રહ્યા મુકામ વાડીમાં તહીં. ૧૯૬
સુતી સેજ સખીની સાથ, એક એકને વળગી બાથ;
મધ્ય નિશા ગઇ છે તે ઠાર, સ્વપ્નામાં દીઠો વણીક કુમાર. ૧૯૭
દીઠું રઢીયાળું સુંદર રૂપ, પામી નારી સ્વપ્નામાં સુખ;
વિષય વન્હિ ઉદે થયો જાણ, નારી બોલી મુખથી વાણ. ૧૯૮
રૂતુદાન તું મુજને આપ, સંકટ મ્હારા દેહનું કાપ;
તમ વિણ મ્હારે ભાઇને બાપ, અવર પુરૂષ જોવાની ન આપ. ૧૯૯
એમ કહી આરોપે વરમાળ, ઝબકીને જાગી છે બાળ;
નિપજ્યો રસ તે ઢળીને ગયો, મનનો મનોરથ મનમાં રહ્યો. ૨૦૦
રૂદન કરી પડી વણિક કુમાર, સાહેલી જાગી તે વાર;
ખમા ખમા કરી બોલી વાણ, શું થયું બેની ચતુરસુજાણ ૨૦૧
બહુ સમજાવી કીધા ઉપાય, વિનતા રડતી નવ રહે કાય;
ચાર ઘડીએ શાન્તિ થઇ, વાત સઘળી માંડીને કહી. ૨૦૨
સ્વપ્નાંતરે વીત્યું જેટલું, વિસ્તારીને તે કહ્યું તેટલું;
તે નર સાથે માન્યું છે મન, વિનતા ઝુરે રાતને દંન. ૨૦૩

-તમે અખંડ શોભાગ કહી બોલ્યા વાણુ, એ વિનતાને લાગ્યું બાણુ;
તેથી નિશ્વાસ મુકી બેહોસ થઇ, એ વાત સઘળી દાસીએ કહી. ૨૦૪

---

## દોહરા.

વળતી બ્રાહ્મણ બોલીઓ, મ્હેં દિશા નિહાળી ચાર;
તે નગર તે કુંવરી, દીઠી ન તેવી નાર. ૨૦૫
જે નજરે દીઠું હમો, તે કહ્યું આણે કામ;
પણ નસીબ ખુલશે તાહરૂં, પહોંચશે મનની હામ. ૨૦૬
તે નારી એક પૃથ્વીમાં, તેમ નહિ ત્હારી જોડ;
તે લાયક તું નર સહી, પહોંચે મનના કોડ. ૨૦૭
હીરાલાલ નામ તાહરૂં, હીરા તણો ખરે હાર;
પૃથ્વી પાર કાઢયો હમે, તુજ તોલે નહિ સંસાર. ૨૦૮
તુજ લાયક તે કામની, જાવો ઉજ્જેની ગામ;
અનેક માગાં પાછા જશે, થાશે તાહરૂં કામ. ૨૦૯
એવાં વિપ્ર વચન સુણી, હરખ્યો હીરાલાલ મંન;
વાત જોઇતી સઘળી મળી, કીધું વિપ્ર પુજન. ૨૧૦
રાખ્યો ઘેર તે વિપ્રને, સેવા કરે અપાર;
જોઇએ તે હાજર કરે, લગાડે ન વાર લગાર. ૨૧૧
સૌભાગ્યચંદ વાણી વદે, હીરાલાલની સાથ;
માગો રજા માત તાતની, જોડીને બેહુ હાથ. ૨૧૨
હીરાલાલ એવું સુણી, આવ્યો વણીકની પાસ;

મુસાફરની વાત જે, કહી સંભળાવી ખાસ. ૨૧૩
સૌભાગ્યચંદ જાવા તણી, કરે છે મન ઇચ્છાય;
કદાચ ના કહેશો તમો, થાશે નિશ્ચે ઘાત. ૨૧૪

---

## ચોપાઈ.

હીરાલાલનાં સુણી વચન, શેઠ દુઃખ ધરે છે મન;
એકનોએક છે મ્હારો તન, કોનું જોઈશ શુદ્ધ વદન. ૨૧૫
કેમ મોકલું પરદેશ પેર, ગુણવતિ દુભાશે અતિ ઘેર;
ગયા વિના નહિ વરશે બાળ, લાગ્યો છે વિનતાનો ખ્યાલ. ૨૧૬
આખરે આપી છે. રજાય, લાગ્યો પુત્ર પિતાને પાય;
"વહેલા વળજો મારા બાળ, પરણી લાવો મનગમતી નાર." ૨૧૭
માતાને પગે લાગ્યો તન, નીકળ્યો હરખ ધરીને મન;
શુકન સારા રસ્તામાં થાય, મળી દુધાળી વાછરડે ગાય. ૨૧૮
સ્ત્રી એક ભાલ કુંકુમે ભરી, સજી શણગાર સામી સંચરી;
વિપ્ર મળ્યા ચંદન ચરચી ભાલ, કુંવારી કન્યા મળી તત્કાળ. ૨૧૯
સગાં સંબંધી વળાવવા જાય, આનંદ તેને અંગ ન માય;
એક મજલ વળાવવા ગયા, હીરાલાલ પણ સાથે થયા. ૨૨૦
પછી સરવેને આપી રજાય, પિતા તણે જઇ લાગ્યો પાય;
મ્હારી ચિંતા ન કરશો તાત, નિશ્ચે માનજો મ્હારી વાત. ૨૨૧
બેઉ મિત્ર હમે સાથે સહી, હમને ગાંજી શકે ન કોઇ;
કરજોડીને કહી એમ પેર, સગાં સંબંધી વળાવ્યાં ઘેર. ૨૨૨

## દોહરા.

ખટમાસે તે આવીયા, ઉજ્જેણી મોઝાર;
કીધો વળી મુકામ ત્યાં, છત્રપતને દ્વાર. ૨૨૩
છત્રપત તવ તેમને, પુછે તેણીવાર:
કયાંથી આવ્યા કોણ છો, ભલે પધારો મુજ દ્વાર. ૨૨૪
પ્રત્યુત્તરમાં બોલીયા, છઇયે જાતે વણીક;
દેશ છોડી પરદેશમાં, નીકળ્યા બનવા ધનીક. ૨૨૫
કમળાવતીના વત્ની અમ, ધંધો વૈદક સાર;
દુઃખ દરદો મોટાં ઘણાં, કાઢીએ જડમુળ ઠાર. ૨૨૬
વાત સુણીને તેમની, છત્રપત રીઝયો મન;
ભલે ભલે તમે આવીયા, પાવન મુજ ભુવન. ૨૨૭
એક પુત્રી છે અમ તણી, કરો પુન્યનું કામ;
દુઃખ જશે કુંવરી તણું, થાશે જગતમાં નામ. ૨૨૮
કન્યા વરસ મુજ તેરની, વ્યાધિ પીડે તસકાય;
દીનદીન થાયે દુર્બલી, કીધા અનેક ઉપાય. ૨૨૯
ઘણા વૈદ આવ્યા સહી, પણ કોઇ ન પામ્યા પાર;
મુજ કન્યા દુઃખ દુર કરો, ખુશી કરૂં અપાર. ૨૩૦
"જોઇએ પ્રથમ તમ પુત્રીને, પછી કરીએ ઉપાય;
નવ્વાણુંવસા તમ જાણજો, સુખી તમ કુંવરી થાય." ૨૩૧
વચન એવાં તેમનાં સુણી, હરખ્યો શેઠ બહુ મન;
દાસી એક પોતા તણી, મોકલી કુંવરી ભુવન. ૨૩૨
આવી દાસી મુખ ઓચરી, નમીને લાગી પાય;

આવ્યા છે એક વૈદ ત્યાં, જેથી રોગ તમ જાય. ૨૩૩
પિતાયે પરીક્ષા કરી બહુ, છે ગુણના ભંડાર;
નિશ્ચે રોગ તમ તણો જશે, એમ કહી મોકલી આ ઠાર. ૨૩૪

---

## ચોપાઇ.

એવાં વચન દાસીનાં સુણી, હરખી કુંવરી મનમાં ઘણી;
હું તો દર્દ દિવાની થઇ, તે દરદ ટાળી શકે નહિ કોઇ. ૨૩૫
મહાભારત વ્યાધિ મુજ કાય, તે પ્રભુ વિના ટાળ્યો નવ જાય;
અનેક વ્યાધિના ઓસડ સહી, પણ મ્હારા રોગનો પારજ નહિ. ૨૩૬
પિતા વચન કેમ મિથ્યા થાય, માટે તે નર લાવો ત્યાંય,
ચક નાખી પછી બેઠી સહી, સાહેલી એક તસ આગળ રહી. ૨૩૭
હીરાલાલ પછી તેડયો પાસ, બોલી વાણ તે મુખ પ્રકાશ;
પ્રથમ રોગ કહો આ ઠામ, ત્યાર પછી ઓષડનું કામ. ૨૩૮
એવો બોલ સાહેલીએ કહ્યો, જે સુણતાં વૈદ દીગમુઢ થયો;
જાણે વીજળી કેરી જયોત, એવું મુખ તપે ઉદ્યોત. ૨૩૯
"સાહેલી જયારે એની એવી, તો વણીક કન્યા હોશે કેવી;
"નથી એના દેહમાં કંઇ રોગ, મિત્ર મ્હારાનો એને વિયોગ ૨૪૦
"વિષય વન્હિથી દાઝી કાય, વાગ્યો રૂદીયા મધ્યે ઘાય,"
એવી મનમાં રાખી ધીર, પછી બોલ્યો તે મુખથી વીર. ૨૪૧
નાડી આપો જો મ્હારે હાથ, તો તો ઓળખું રોગની જાત;

જોઉં મુખ જોઉં એનું દુઃખ, પછી કરૂં હું એહને સુખ. ૨૪૨
વાત મ્હારીનો કરજો તોલ, સાચો જુઠો મ્હારો બોલ;
જો હું ખોટો પડું આ ઠાર, ગમે તે કરજો મુજને સાર. ૨૪૩

---

## દોહરા.

વચન સુણી તે વૈદના, થઇ વીનતા રળીઆત;
ચડપ કરીને આપીઓ, જોવા નાડી નિજ હાથ. ૨૪૪
શો વ્યાધિ છે માહરો, કહો ખરૂં વઇદરાજ;
સાચા જો તુમે ઠરો, ન્યાલ કરૂં હું આજ. ૨૪૫
વૈદરાજે વિનતા તણી, લીધી હાથમાં નાડ;
"કામજવર એ કુંવરીને, ધીકે છે બહુ હાડ." ૨૪૬
વિચાર કરે એમ મનમાં, કહું કેમ એને આ ઠાર;
ચડે રીસ જો કુંવરીને, કમોતે મરૂં આવાર. ૨૪૭
વિચાર કરીને બોલીયો, સાંભળ કુંવરી સુજાણ;
રોગ પરીક્ષા મ્હેં કરી, પણ કહેવામાં મુજ હાણ. ૨૪૮
ચેતી ચતુરા મન વિષે, વદી પછી તસ સાથ;
બીક મ્હારી છોડી તમે, કહોને સાચી વાત. ૨૪૯
કાલે કહીશું વાત એ, એમ કહી લીધી રજાય;
ત્યાંથી ચાલી આવીયો, છત્રપત બેઠો જયાંય. ૨૫૦
કહે વૈદ સુણજો તમો, તજો મન ચિંતાય;
કુંવરી તમ સાજી કરૂં, દિવસ થોડા માંય. ૨૫૧

લ્યો આ ઓષડ માહરૂં, થશે કુંવરી આરામ;
જરૂર પડે તો કહાવજો, હું જાઉં મુજ ઠામ. ૨૫૨
દીવસ એમ તે વહી ગયો, થયો જ્યાં પ્રાતઃકાળ;
તારામતીએ વૈદને, તેડાવ્યો તત્કાળ. ૨૫૩

---

## ચોપાઇ.

વૈદ કુંવરીને મહેલે ગયો, પછી મુખથી બોલજ કહ્યો;
નથી દર્દ તમારી કાય, સ્વપ્નાથી તમ દેહ પીડાય. ૨૫૪
સાંભળીને વિસ્મય થઇ નાર, લજ્જિત થઇ તે સાથ લગાર;
આવો વૈદ તો દીઠો નહિ, વૈદકને જ્યોતિષ ગુણ સહી. ૨૫૫
કહો વૈદ કંઇ ઓષડ પાસ, ગુપ્ત હોય તો કરો પ્રકાશ;
એટલી વાત જણાવા જાય, હીરાલાલ વૈદ રાજી થાય. ૨૫૬
કહે વૈદ તું સાંભળ નાર, ત્હારો હું પામ્યોછું પાર;
સ્વપ્નામાં દીઠો ત્હેં પતિ, મુઝાઇ છે તેમાં તુજ મતિ. ૨૫૭
હોય સાચા જો મ્હારા બોલ, મન ત્હારાનો પડદો ખોલ;
નહિતો રજા માગીશું હમો, ગમતી વાત પછી કરજો તમો. ૨૫૮
ઓચરી કુંવરી મુખથી વાણ, સાંભળો વૈદ તમે ચતુરસુજાણ;
સ્વપ્નામાં મેં દીઠો ભરથાર, તેહ તણું સુખ ઇચ્છું સાર. ૨૫૯
વાત કરે આવી જેટલે, એક પુરૂષ આવ્યો તેટલે;
સુંદર છબ્બી એક તેહની પાસ, હીરાલાલને આપી ખાસ. ૨૬૦

જોતાં વિહ્વળ થઈ છે નાર, ચડયું ચિત્ત ચકડોળે અપાર;
સ્વપ્ન તણો ખરે આ ભરથાર, લાવોને એને આ ઠાર. ૨૬૧
આવેલ પુરૂષ તે ચાલતો થયો, હીરાલાલને કંઇ કહેતો ગયો;
પુછે કુંવરી શું છે વાત, જાહેર કરો મુજને સાક્ષાત. ૨૬૨
કહે હીરાલાલ એ મુજ મિત્ર, સાચો એ મુજ પરમ પવિત્ર;
એને પણ તમ સરખું દુઃખ, જોવાને ઇચ્છે તમ મુખ. ૨૬૩

----

## દોહરા.

તારામતી રીઝી ઘણું, ઓચરી મુખથી વાણ;
રોગ મ્હારા તનનો ગયો, એમ કરો પિતાને જાણ. ૨૬૪
વૈદે ત્યાંથી આવીને, દીધી ખુશ વધાઇ;
છત્રપત પણ સાંભળી, ગયો મનમાં મલકાઇ. ૨૬૫
એટલામાં તસ કુંવરી, આવી પીતા પાસ;
"માગું હું જે તમ કને, આપો મુજને ખાસ. ૨૬૬
"ના કહેશો જો મુજને, તો મુજ જીવની હાણ;
"પસ્તાશો પછી મન વિષે, માનજો સત્ય પ્રમાણ." ૨૬૭
વચન સુણી નીજ કુવરીનાં, બોલ્યો છત્રપત શેઠ;
જોઇએ તે હાજર કરૂં, તુ છે એકજ પેટ. ૨૬૮
તારામતિએ પિતા તણું, લીધું પ્રથમ વચન;
સ્વપ્ન વાત માંડી કહી, ખોલ્યું પછી નિજ મન. ૨૬૯

કુંવરીની ઇચ્છા થકી, લીધાં ઘડીયાં લગન;
તારામતી સૌભાગચ્યંદ, પરણાવ્યાં નીજ ભુવન. ૨૭૦
બીજાં દાન દીધાં ઘણાં, આપ્યું અધિકું ધન;
ઘર જંમાઇ કરી સ્થાપીયા, હર્ષ પ્રફુલિત મંન. ૨૭૧
દીવસ થોડા વીત્યા પછી, માગી સોભાગે રજાય;
છત્રપતે, લાચારીથી કીધી કુંવરી વિદાય. ૨૭૨
હીરાલાલ સૌભાગચ્યંદ, અને તારામતિ નાર;
સઘળાં પંથે પરવર્યાં, આવ્યાં ગામને દ્વાર. ૨૭૩
માત પિતા ભોજાઇ ભાઇ, મળ્યાં સંબંધી સહુ,
**વખત વખતની છાય તો,** મેળવ્યું ધન બહુ બહુ. ૨૭૪
કજીયાને કંકાસ જે, કરતી માણેક નાર;
દેખી પ્રબળ સોભાગનું, મૂકયા સૌ વિસાર. ૨૭૫
હળી મળી સંપી રહે, કરે સૌ લીલા લ્હેર;
કરૂં વાત હું પૂર્ણ આ, વાંચક રાખજો મ્હેર. ૨૭૬



### એક સંસારીક નવલકથા.

# સુરતની સુંદરી અથવા રમણ સુંદરી.

આ પુસ્તકમાં વિશુદ્ધ તથા દોષિત પ્રેમનું પરિણામ, અનહદ પ્રેમથી થતી હાની, સોનેરી ટોળીની સ્ત્રીઓનો નમુનો, નાયકાઓની સંગતનું ફળ, શ્રીમંતોના સંતાનોની રીતભાત, બાટલીભક્તો-દારૂ પીનારાઓની મ્હોંકાણુ, પૈસાને માટે દુનીયામાં થતાં પાખંડ, આજની પોલીસના પ્રપંચો, ચડતી પડતી, કર્મની લીલા વિગેરે પૃથક પૃથક વિષયો આલેખવામાં આવ્યા છે. કીંમત—સુંદર સુશોભિત બાઇન્ડીંગનો રૂા. ૧—૦—૦ ફેન્સી કાચું બાન્ડીંગ રૂા. ૦—૧૨—૦



# વખત વખતની છાયા.

સંસારમાં સઘળો વખત સરખો હોતોજ નથી—વખત વખતની છાયા બદલાયાજ કરે છે તે બાબે આ બુક સારૂં અજવાળું પાડે છે. આ બુક કાવ્યમાં રચાયલી છે. કીંમત રૂા. ૦—૪—૦

☞ ચાર આના સુધીની કીંમતનું પુસ્તક દોઢીયાવાળી પોષ્ટ ટીકેટો મોકલી કર્તા પાસેથી મંગાવી લેવું. વી. પી. પી. થી મોકલશું નહિ. તેથી વધુ કીંમત હશે તો વી. પી. પી. થી મોકલશું.

જ્યોતિષની બુક સંબંધમા કોઇને કંઇપણ ખુલાસો પૂછવો હોય તો રીપ્લાય કાર્ડ અથવા ટીકેટ મોકલવી. કર્તા

